3399

(old)

# બાદશાહ અકબર અને દીવાન બીરબળની વાર્તાઓ.

## ભાગ ૪ થો.

### બીરબળને શિક્ષા.

" ખુદાવંદ ! મારો કાંઇ વાંક થાય અને ઇનસાફ કરાવો તો હું કહું તેના આગળ મારો ઇનસાફ કરાવજો." એક દિવસે બાદશાહ અને બીરબલ એકાંત વાતો કરતા બેઠા હતા, ત્યાં વાત ઉપરથી વાત કરતાં બીરબલે ઉપર પ્રમાણે કહ્યું. બાદશાહે કહ્યું, 'ભલે' એમ કરશું ! બાદશાહના બોલને બીરબલ વચન જેવું ગણતો હતો, તેથી મનમાં ખુશી થયો. તેને કેટલાક દીવસ થઇ ગયા. એક દીવસે એવું બન્યું કે, બીરબલનો કાંઇ વાંક થયો અને બાદશાહ તેને દશ પંદર હજાર રૂપીયા દંડ કરવા ધારતો હતો. બીરબલ ચેતી ગયો કે, આજે બાદશાહ હવે દંડની શિક્ષા કરશે, તેથી ચેતીને અગાઉથીજ કાંઇ ઉપાય કરૂં. પછી બાદશાહે તેનો ઇનસાફ કરવા વાસ્તે તેને એકાંતમાં બોલાવ્યો. બીરબલ તરત ગયો બીરબલને બાદશાહે કહ્યું કે, તારો વાંક થયો છે તેથી આજે તારી તપાસ કરવી છે.

બીરબલે કહ્યું, 'ઘણું સારૂં, ખુદાવંદ. તમે જે કહોછો તે વાત ખરી છે. મારા હાથથી અન્યાય તો થયો છે.'

બાદશાહે કહ્યું. ' જ્યારે તું તારો વાંક કબુલ કરે છે ત્યારે તને દંડ કરવો પડશે અને તે કેટલો કરવો તે મારે વિચારવું છે. '

બીરબલે તરતજ કહ્યું, ' ખુદાવંદ તમારાથી મને દંડ નહી થાય કારણ કે મારો ઇનસાફ કરી દંડ કરે એવું તો હું કહું તેને બોલાવવો પડશે. '

બાદશાહે કહ્યું, ' ઠીક છે તું કહે તો પાંચ જણાઓને બોલાવી મંગાવું અને તેઓ જે ઇનસાફ કરે તે કબુલ છે.

બીરબળે જવાબ આપ્યો ' ગામમાંથી પાંચ ઢેડાઓને બોલાવી મંગાવી મારો ઇનસાફ કરાવો. તેઓ જે કાંઇ કહેશે ત મારે કબુલ છે. '

બાદશાહ બોલ્યો, ' અરે બીરબળ, એ નીચ લોકો આગળ શા વાસ્તે ઇનસાફ કરાવે છે? બીજા કોઇ ઊંચ વર્ણના સાહુકારને બોલાવ અથવા બીજા કોઇને બોલાવ.

બીરબળ બોલ્યો. ' નહી સાહેબ, મારો ઇનસાફ તો ઢેડાઓ કરશે, માટે તેમને બોલાવવાનો હુકમ કરવો. બાદશાહે શીપાઇ મોકલીને પાંચ સાત ઢેડાઓને બોલાવી મંગાવ્યા. ઢેડાઓ ' કાં બાપજી શો હુકમ ફરમાવો છો ' કરીને ઉભા રહ્યા. બાદશાહે બીરબળનો ઇનસાફ કરવો છો. અને તેને શી સજા કરવી, તે બધી વાત તેમને કહી સંભલાવી. ઢેડા તો ' બહુ સારૂં બાપજી ' કહીને પોતા પોતામાં વિચાર કરવા લાગ્યા. તેઓ મનમાં તો ખુશી થવા લાગ્યા કે, ' હાં ! આજે ઠીક લાગ આવ્યો છો જ્યારેત્યારે આપણને કનડે છે માટે આજે તો એવો દંડ કરીએ કે, જન્મ સુધી યાદ રહી જાય. એક બોલ્યો, ' એને સાત વી

શું અને દશનો દંડ કરાવીએ ! ( એટલે દોઢશો રૂપીઆ) બીજો બોલ્યો, 'નાના ' એમ ન કરવું એટલો બધો દંડ કરાવીએ તો બીચારો માર્યો જાય ! ! ઘરમાં છોકરાં છૈયાં ભુખે મરે ! ! ! મારો તો વિચાર પાંચ વાશું ને દશનો દંડ કરાવવાનો છે ! ! (પોતાની ગુંજાસ એટલીજ હોય તેથી વધારે દંડ કરાવવાનો વિચાર થાયજ નહીં તેથી એ કશો ને દશ રૂપીઆનો દંડ તેણે બતાવ્યો. ) ત્રીજો બોલ્યો ' અરે ' એટલા પણ ઘણા થયા ! !! એટલે બીચારો આપી પણ ન શકે ! ! ! ! મારો વિચાર તો ત્રણ વીશું ને દશ રૂપીઆ દંડ કરાવવાનો છે ! ? એટલે જન્મ સુધી યાદ કરશે ! ' આખરે રકજક કરતાં તેઓએ તેને બે વીશું અને દશનો બારે દંડ ઠરાવ્યો ! ! તે પણ કેવા વિચારથી કે જાણે એટલા પણ તેને ભારી પડશે. પછી બાદશાહ પ્રત્યે તેમને વડો હાથ જોડીને બોલ્યો ' અનદાતા ! અમે બહું. બહુ વિચાર કર્યો અને આખરે કેટલો દંડ કરવો તે [illegible] ઠેરવ્યું. માટે હુકમ કરો તો બોલીએ.

બાદશાહે કહ્યું બોલો જોઇએ.

ઢેડો બોલ્યો, ખાવીંદ, બીરબળ સાહેબનો વાંક મોટો છે અને તેથી તેને દંડ પણ મોટો થવો જોઇએ. અમે એને એવોતો દંડ કીધો છે કે, આખા જનમ સુધી સંભળશે. બીરબળ સાહેબને બે વીશું ને દશ રૂપીઆનો દંડ કરવા જોઇએ. આટલા દંડથી પણ બીરબળ સાહેબને બહુ બહુ ખમવું પડશે માટે એમની ઉપર દયા કરવી.

બાદશાહે વિચાર્યું કે, બીરબળે હીકમત તો ગરોબ્નની વાપરી. પછી ઢેડાઓને કાઢી મુક્યા અને બીરબળની હીકમત માટે તેનો વાંક માફ કર્યો.

ગરીબ માણસ પોતાનો ગુંજાસ વિચારીને કામ કરે છે. ઢેડાઓને મનથી તે પચાસ રૂપીઆ વધારે થઇ ગયા તેઓ બીચારા આખા વરસ સુધી મહેનત કરે ત્યારે જેમ તેમ કરીને ચાળીસ પચાસ રૂપીઆ એકઠા કરે બીરબળ આ જાણતો હતો તેથીજ તેણે ઢેડાઓને બોલાવ્યા હતા. આ પ્રમાણે ચતુરાઇથી બીરબળ ઘણી વખત છટકી જતો.

---

## વાત ૨૩ મી.

## કાલીરોટી! ન્યામત!

એક વખતે બાદશાહ અને બીરબળ એકજણા ઘોડા ઉપર બેશીને ગંગા કીનારે ફરતા હતા. ગરમીના દિવસ હોવાથી સાંજને શીતળ સમયે ધીમી મંદ હવા આવતી હતી. આ વખતે તેઓ બેઉ જણા વાતો કરતા અને હસતા હતા. આમ તેમ જોતાં બાદશાહની નજર એક કુત્રા ઉપર પડી. આ કુત્રો ઘણા દિવસની સુકાઇ ગયેલી રોટલીનો કાળો થઇ ગયલો એક કટકો ખાતો હતો. બાદશાહને તેને જોતાંજ મસકરી કરવાનું મન થયું. બાદશાહના પેટમાં દગો હતો, તેથી તેણે એક યુક્તિ દોડાવી. બીરબળની માતુશ્રીનું નામ કાલી હતું અને તેથી મશકરી બંધ બેસતી થઇ બાદશાહ બોલ્યો, "અબે બીરબળ! યે દેખો. કાલીકું કુતા ખાતા હૈ." બીરબળ સમજ્યો કે, બાદશાહે મનમાં કપટ રાખી મશકરી કરી છે પણ ફીકર નહી. આપણે પણ જોઇ લઇશું. (બાદશાહની માતુશ્રીનું નામ ન્યામત હતું.) એમ વિચારીને જવાબ આપ્યો, "ખુદા

વંદ, હેતો કાલી લેકીન ઉસકે મનમે તો ન્યામત હે." બાદશાહ આનો અર્થ ઉંધો સમજ્યો. તેના મનમાં આવ્યું કે, તેની માતુશ્રી જે ન્યામત તેને કુત્રા ખાય છે એમ બીરબળે કહ્યું, અને તેથી બીરબળ ઉપર ગુસ્સો થયો અને બોલ્યો, "અરે બીરબળ! હમેરી માતુશ્રી જો ન્યામત, ઉસકું તું કુતે કે પાસ ખીલાતા હૈ?" બીરબળે કહ્યું "હમારી માતુશ્રી જો કાલી ઉસકું આપને કયું કુતેકે પાસ ખીલાઇ?" બાદશાહે જવાબ આપ્યો, "બીરબળ, મૈંનેતો રોટીકું કાલી દેખકે સહજ કહ્યા થાકી, એ કાલી રોટીકું કુતા ખાતા હૈ લેકીન તુંમને ઉસકા અર્થ મનમેં એસાલીયા તો ખેર." બીરબળે જોયું કે, બાદશાહે અર્થ ફેરવ્યો ખરો, તેથી હવે મારે પણ ફેરવવો. એમ વિચારી તે બોલ્યો, "ખુદાવંદ, કુતેકે મનમેં એ રોટી કાલી હેસો કુછ બીગડ ગયલી નહીં. ઉસકે મનમેં તો ન્યામત હૈ. ન્યામતકા અર્થ અછા હોતા હૈ સોમેં બોલા કે, ઉસકે મનમેં એોભી અછી હૈ. ઐસા બીચાર કર મેંયું બોલા. ખુદાવંદકી માતુશ્રીકા નાંઉં મેં ઇસ બાબતમેં કેસા લેશકું?" એમ કહીને બાદશાહની ખાત્રી કરી આપી. પછી બેઉ જણા બીજી ત્રીજી વાતો કરતા મેહેલ તરફ ચાલ્યા.

---

## વાત ૨૪ મી.

## બીરબળ બહાન રાંધીત ગાય.

બાદશાહ અને બીરબળને હમેશ મશકરી ઠઠા ચાલતા. તેમાં બાદશાહને કદી કદી ક્રોધ ઉત્પન થતો, પણ

બીરબળને તો મુદલ ઉત્પન થાય નહીં, તેથી બાદશાહે તેને ક્રોધ આવે એટલા માટે કાંઇ યુક્તિ પૂર્વક બોલવાનો વિચાર કર્યો, જેથી બીરબળને ગુસ્સો પણ લાગે અને પોતાને પણ અપવાદન લાગે. એક દિવસને સમયે બાદશાહ બીરબળ ગામ ગપ મારવામાં રોકાયલા હતા. બાદશાહે લાગ જોઇને કહ્યું, (બીરબળ બહાન રાંધીત ગાય) એટલે બીરબળ બ્રાહ્મણ થઇને ગાય રાંધે છે) બાદશાહે કહ્યું અને બીરબળ આ બોલવાનો બે અર્થો સમજી ગયો અને તેથી ગુસ્સે ન થતાં ધીમે ધીમે રહીને બોલ્યો બાદશાહ શુકર ખાય (એટલે બાદશાહ યવન થઇને શુકર (ડુકર) ખાય છે.) તેનું આ બોલવું દ્વી અર્થી હતું. બાદશાહને ગુસ્સો લાગ્યો અને બોલ્યો, બીરબળ, તું મને ડુકર ખાવાનું કેમ કહે છે! બીરબળે જવાબ આપ્યો, ખુદાવંદ હું બ્રાહ્મણ છતાં આપ મને ગાય ખાવાનું કેમ કહો છે! બાદશાહે ઉતર દીધો, એતો મેં એમ કહ્યું કે. બીરબળ રાંધતી વખત ગીત ગાય છે બાદસાહે અર્થ ફેરવ્યો અને બીરબળ, બોલ્યો, ખુદાવંદ. મારૂં બોલવું એમ છે કે, બાદશાહ શુકરખાય. એટલે બાદશાહ શુક પક્ષી એટલે પોપટ તેને રખાય એટલે પાળે છે. આપ અર્થ ન સમજ્યાથી ક્રોધે ભરાયા.

આ પ્રમાણે બેઊએ એક બીજાના મનનું સમાધાન કર્યું.

---

## વાત ૨૫ મી.

## ઓર ક્યા!

એક દિવસે બીરબળ પોતાના સગાને ત્યાં જમવા ગયો હતો. તે બાબતની ખબર બાદશાહને પડી અને તેથી ત્યાં શું શું જ

મી આવ્યો તે બાદશાહે પુછવા માંડયું. બીરબળે ત્યાંના દેખા વનું વર્ણન કર્યું પછી ત્યાં જમવાના પદાર્થનું વર્ણન કરવા માંડયું. બાદશાહે બધું સાંભળ્યું અને બીરબળ બોલે તેમાં વચ્ચે 'ઓર ઓર' એમ બોલ્યા કરે બીરબળે થોડા ઘણા નામ કહ્યા અને એકાએક કામ નીકળી આવ્યાથી વાત અધુરી રહી ગઇ. કામમાં બાદશાહ વાત ભુલી ગયો અને તેને ચાર છ મહીના થઇ ગયા. એક દિવસે બાદશાહને આગલી વાત યાદ આવી અને બીરબળની સ્મરણ શક્તિ કેવી તીક્ષ્ણ છે તે જોવાને બાદશાહે વિચાર કર્યો. બાદશાહ અને દરબારીઓ કચેરીમાં બેઠા હતા અને બીરબળ આવ્યો. બાદશાહે તેને પુછ્યું. "અબે બીરબળ! ઓર?" બીરબળે તરતજ જવાબ આપ્યો, "ખુદાવંદ ઓર તો કઢી" બાદશાહ તેની સ્મરણ શક્તિથી અજાયબ થયો અને મોતીની માળા બક્ષીસ આપી. બીજા દરબારીઓના મનમાં આથી એમ આવ્યું કે બાદશાહને કઢી ઉપર પ્રીતિ વિશેષ છે. અને એથીજ બીરબળે કઢી શબ્દ કાઢતાં બાદશાહે તેને મોતીની માળા બક્ષીસ આપી. માટે આપણે જો કઢી તૈયાર કરીને લાવીશું તો બાદશાહ એકાદ જાગીર બક્ષીસ આપી દેશે. બધાના મનમાં આ વિચાર થયો અને તેઓએ બીજે દિવસે સૌથી ઉતમ ખાસની કઢી બનાવી અને ઘાગરમાં ભરીને માણસ પાસે ઊચકાવી બાદશાહની વાડીમાં લઇ આવ્યા. દરવાજા ઉપરથી માણસોને જવા દઇને સૌએ પોત પોતાને માથે ઊંચકી અને બાદશાહ જ્યાં ફરતો હતો ત્યાં આવી ઊભા. બાદશાહે પુછ્યું કે, 'શું છે?' તેઓએ જવાબ આપ્યો કે, 'ખુદાવંદ કે વાસ્તે કઢી લાએ હેં' બાદશાહને

આ સાંભળતાંજ ગુસ્સે થઇને સીપાઇઓને હુકમ કર્યો, જીસ કે શિરપર કઢી હોવે ઉસકે પાંઊમે બેડી ડાળો. યે સબ લોગ ગધ્ધે હૈ બીરબળને જો કઢી કહ્યા ઉસકી બાત તો ન્યારી હે ? બાદશાહને આ પ્રમાણે ગુસ્સે થઇ બોલતો જોઇ બધા લોકો ગભરાઇ ગયા. અને કાલા વાલા કરી બાદશાહની માફી માંગવા લાગ્યા. બાદશાહે તેમની મૂંઝા ઉપર હસી તેમને માફી બક્ષી.

---

## વાત ૨૬ મી.

## આર તર હુરૂરૂ !

બાદશાહનો એવો ધારો હતો કે, દરરોજ રાતના મોટા મોટા હોદ્દાના અમલદારોએ વારા ફરતી બાદશાહને એક એક વાર્તા કહી સંભળાવવી. એક દિવસે બીરબળનો વારો હતો અને તે વાર્તા કહેવા બેઠો. વીશ પચીશ શબ્દ તે બોલે એટલામાં બાદશાહ ' આર ' કરીને ફક્ત એજ અક્ષર બોલે. એમ કરતાં એક વાર્તા પુરી થઇ અને તેને એક કલાક થયો. બીરબળ વાર્તા કહેતાં કંટાળ્યો. પણ બાદશાહે કહ્યું, ' અબે બીરબળ એક લંબી વાર્તા ચલાવ.' બીરબળે વિચાર કર્યો કે, જે મહેનત પડે છે તે મનેજ પડે છે બાદશાહ તો ફક્ત આર શબ્દ બોલીને ચુપ થઇ રહે છે. માટે કાંઇ એવી યુક્તિ કરૂં કે, જેથી બાદશાહ પોતે કંટાળી જાય. એમ વિચારી પોતે વાર્તા કહેવાનો આરંભ કર્યો. એક ખેડુતે અનાજ ભરવાની કોઠી

બનાવી હતી. આ કોઠીની અંદર પવન પણ જઇ ન શકે એવો બંદોબસ્ત રાખ્યો હતો. પાક તઇઆર થવા પછી ખેડુતે અનાજથી તે કોઠી ભરી અને છાણ માટીથી તેનું મોહું બંધ કર્યું. પણ દૈવયોગે તેમાં એક કાણું રહી ગયું. આ કાણાની અંદરથી એક ચકલી અંદર દાખલ થઇ. ચકલી પોતાને માળો મળી ગયો જાણીને અંદર ગઇ પણ અંદરતો અનાજ ભરેલો હતો તેથી બહુજ ખુશી થઇ અને બીજી ચકલીઓને બોલાવવાને બાહાર નીકલી. થોડી વાર માં લાખો નહી પણ કરોડો ચકલીઓ ત્યાં આવી લાગી અને અંદર પેશી ગઇ થોડી વારે એક ચકલી અનાજ લઇને બહાર નીકુલી અને ફુરૂર કરીને ઉડી ગઇ. પછી બીજી નીકલીને તે ફુરૂર કરીને ઉડી ગઇ. થોડી વારે ત્રીજી નીકલીને ફુરૂર કરીને ઉડી ગઇ.' બીરબળે એક ચકલી બાહાર નીકલી અને ફુરૂર કરીને ઉડી ગઇ.' એમ પચાશેક વખત કહ્યું, અને બાદશાહે ઔર ઔર એમ બોલ્યા કર્યું. આખરે બાદશાહે કહ્યું, "અબે બીરબળ. એ સબ કબ પુરા હોયગા?" બીરબળે જવાબ આપ્યો, 'ખુદાવંદ, જબ લાખો ઔર કરોડો ચીલીયાં ખલાસહો જાયગી તબ પીછે આગુ બાત ચલેગી.' બાદશાહ બોલ્યો, 'જબ તો એ બાતભી બરસોકા બરસ ચલેગી, સો અભી રહેને દે.' એમ કહીને વાત બંધ કરાવી. બીરબળે યુક્તિથી આ પ્રમાણે વાત કહીને પોતાને મહેનત ન પાડતાં બાદશાહ ને કંટાળો ઉપજાવ્યો.

---

## વાત ૨૭ મી.

એક દિવસે બાદશાહે બીરબળને કહ્યું, 'અબે બીરબળ, કલતું ખેતમેં ગયાથા ઔર જહાં જો તેને કૌતક દેખાથા઼ઓ હાલ કહે.' બીરબળે ઊતર દીધો, 'ખુદાવંદ, હમને કુછ બડા કૌતક નહી દેખા, લેકીન યે સબ લોગ એસા કહેતે હૈકી કૌતક દેખામેં તુમકું કહેતા હું. સુનો, વો ખેતમે એક કુવાથા. કુવેમેં કીતનેક કબુતર આગયેથે સોવો ખેડુતને ઉસકે પર એક ચદર ઢંપીથી. પીછે ખેડુતને ચદર ઊઠાઇ ઔર એક બબુતર ઊડ ગયા. ફેર ઢંક દીધા ફેર ઊઠાયા દુસરા કબુતર ઊડ ગયા." બીરબળ બે બોલ બોલે અને બાદશાહ ઔર ઐાર બોલે. બીરબળે પણ એક કબુતર ઉડી ગયું એમ કહ્યા કર્યું અને બાદશાહે ઔર ઐાર કહ્યા કર્યું. આખરે બાદશાહ કંટાળ્યો અને ગુસ્સો થઇને બોલ્યો, 'અબે બીરબળ, એક કબુતર ઊડ ગયા વે કબ પુરા હોયગા?' 'ખુદાવંદ, જબ ઐાર પુરા હોયગ જબ હમારાભી પુરા હોયગા.' બીરબળ બોલ્યો અને બાદશાહ ચુપ થઇ ગયો.



## વાત ૨૮ મી.

### હાથીના પગ અને કુવાના લગન!

એક વખતે બાદશાહ અને બીરબળને કોઇ બાબત ઉપર તકરાર થઇ અને બીરબળને માઠું લાગ્યાથી તે રીસાઇને બીજે દેશ જતો રહ્યો. દીલ્હીથી બે દહાડાના રસ્તા ઉપર આવેલા એક એકાંત ગામડામાં પોતાનું નામ અને

ગુણ પ્રગટ ન કરતાં ગુપ્ત રહ્યો. તે ગામનો પટેલ ભગવતસિંહ કરીને ભલો ક્ષત્રી હતો. તે ઘણોજ દયાળુ હતો અને પોતાના દેશમાં કોઇ નવો માણસ આવે તો તેની ખાતર બરદાસ્ત સારી રીતે રાખતો. બીરબળ પણ તેને જ ત્યાં આવીને ઊતર્યો હતો. તેના દીલ્હીમાંથી ગયા પછી બાદશાહે પોતાના શાલાને તેની જગા ઉપર નેમ્યો હતો. આ કામ બાદશાહને પોતાની મરજી વિરૂદ્ધ કરવું પડયું હતું. રાણીના આગ્રહથી તેને નિમ્યો હતો. દિવાનની ગાદી ઊપર આવે તેને હજી તો દશ બાર દહાડા થયા નહીં એટલામાં તો શહેરમાં ગેરવ્યવસ્થા ચાલવા માંડી લોકો દંગો ફીસાદ કરવા લાગ્યા. ઇનસાફ ઊંધો વળવા લાગ્યો. ચોમેર ફરીયાદના પોકારો થઇ રહ્યા. અમલદારો પોતાથી બન્યું તેમ રૈયતને નીચોવવા લાગ્યા. પોતના શાલામાં કેટલી કરામત અને અક્કલ છે તે બીજા લોકોને તથા રાણીને દેખાડવાનો બાદશાહે વિચાર કર્યો. એક દિવસને સમયે બાદશાહ છડી સ્વારી સહીત શહેર બાહાર પીરની દરગાહમાં ગયો હતો ત્યાંથી પાછા ફરતી વખતે ધુળમાં હાથીનો પગ પડયો હતો અને તે આકાર બરોબર દેખાતો હતો તે જોઇને બાદશાહે નવા દીવાનને હુકમ કર્યો કે, આ હાથીના પગલાની તારે પોતે ત્રણ દીવસ સુધી રક્ષા કરવી. સ્વારી તો આગળ ચાલતીજ હતી પણ દીવાન સાહેબ હાથીના પગલાની બરોબર ચોકી કરવાના વિચારથી ત્યાંજ રહી ગયા. તે દિવસ આખો એમનો એમ જતો રહ્યો. બીજો દીવસ પણ ભુખેજ ગયો, તેમજ ત્રીજો દીવસ પણ નિકળી ગયો. ચોથે દિવસ સવારના પહોરમાંજ બાદશાહ આગળ ગયો ત્રણ દિવસની ભુખ તથા ઉજાગ

રાથી તે નબળો પડી ગયો હતો પોતે પગલાનું કેવી રીતે
રક્ષણ કર્યું તે બાદશાહને કહી સંભળાવ્યું. બાદશાહ તેની
અક્કલ કેટલી છે તે પામી ગયો. તેને રજા આપી પછી
બાદશાહે બીરબલને શોધી કાઢવાનો નિશ્ચય કર્યો. બીરબળ
ને કેવી રીતે શોધી કાહાડવો તેની તેણે એક યુક્તિ શોધી
કાઢી. તેણે પોતાના તાબાના સઘળા ગામોમાં હુકમ મોક
લ્યો કે, દીલ્હીના સરકારના કુવાના લગ્ન છે માટે સો ગા
મના વડાએ પોતાના કુવા લઇને લગનમાં આવવું. જે કોઇ
નહીં આવે તેની પાસેથી દશ હજાર રૂપીઆ દંડના લેવા
માં આવશે.' બાદશાહનો આ હુકમ દેશોદેશ અને ગામો
ગામ પહોંચી ગયો. જે ગામમાં બીરબળ રહેતો હતો તે
ગામમાં પણ ઉપલો હુકમ આવ્યો. તે ગામના પટેલે ગા
મના બધા માણસોને ચાવડી ઉપર એકઠા કર્યા, અને
બાદશાહ તરફનો સંદેશો કહ્યો. હુકમ કહ્યા પછી તે બોલ્યો,
'બાદશાહ શું મુર્ખ છે કે, આવો બેવકુફી ભરેલો હુકમ
તેણે કાઢ્યો છે. બીજાના ગામના કુવા પોતાના ગામમાં તો
બાદશાહનો બાપ આવે તો પણ લાવી શકે નહીં. જે કા
મ ઇશ્વરના હાથે થવું કઠણ તે આપણા મનુષ્યોને હાથે
કેમ થાય. આપણે જો હુકમ ન માન્યો તો દશ હજાર રૂ
પીઆ દંડના આપવા પડશે. એમ લખ્યું છે માટે હવે
શી તજવીજ કરવી.' એમ કહીને તે ચીંતાતુર થયો. આ
વખતે બીરબળ પણ ત્યાં હાજર હતો. તેણે આ બધી હકી
કત સાંભળીને મનમાં વિચાર કર્યો કે, બાદશાહે આ યુક્તિ
મને શોધી કાઢવા માટે કરી છે માટે હમણાં જાહેર થવા
ના કરતા બાદશાહની હીકમતને યશ આપીને જાહેર થવું
વધારે સારૂં છે. તેથી મારૂં તેમજ બાદશાહનું મહત્વ વ

પછી.' પછી પટેલ તરફ ફરીને બોલ્યો, 'પટેલજી, તમે ચિંતાતુર ન થાઓ. આની યુક્તિ હું દેખાડીશ. આટલા દિવસ હું તમારે ત્યાં રહ્યો તેનો મારે તમને બદલો વાળી આપવો જોઇએ અને તે વાળી આપવાનો સમય આ પાસે આવ્યો છે. આ ગામના બધા મોટા માણસો દીલ્હીની સીમ ઉપર જઇને ઉતારો કરો અને બાદશાહને કહી મોકલો કે, અમે અમારા કુવા લઇને તમારા ગામની સીમ ઉપર આવ્યા છીએ. હવે તમારા કુવાને અમારી સામે મોકલો એટલે અમારો કુવો આવશે. આમાંથી થશે એમ કે, બાદશાહ કુવો લઇને આગળ આવી શકનાર નથી અને તમને માન અકરામ આપીને રજા આપશે.' બીરબળની આ યુક્તિ બધાને પસંદ પડી તેઓ તેનો ઉપકાર માનવા લાગ્યા. તેજ દીવસે ગામના ઉપરી અમલ દારો દીલ્હી તરફ જવા નિકળ્યા. બીરબળ પણ તેઓ સાથેજ ગયો. સીમાડે જઇને તેઓ ઉતર્યા. બીરબળના કહેવા પરમાણે બાદશાહને કહી મોકળ્યું. આ કહેવા જનાર ગામનો પટેલ પોતે હતો. બાદશાહને કહ્યું અને તે સમજ્યો કે, આ યુક્તિ બીરબળ શિવાય બીજા કોઇથી કાઢી શકાય નહી માટે આનાજ ગામમાં બીરબળ હોવો જોઇએ. એમ વિચારી પટેલને પુછયું કે, આ યુક્તિ તમને કોણે બતાવી તે સાચે સાચું કહી દ્યો. પટેલે કહ્યું કે, ખુદાવંદ, અમારા ગામમાં એક પરદેશી આવીને રહ્યા છે તેણે આ યુક્તિ દેખાડી છે. અને તેને અમે અહીં સાથે આણ્યો છે. બાદશાહે તેના રંગ રૂપનું વર્ણન પુછયું અને પટેલે બધું કહ્યું. બાદશાહે હાથી ઘોડા સિપાઇઓ વગેરે સામા મોકળ્યા અને મોટી ધામ ધુમથી તેને ગામમાં તેડાવી લીધો. પછી ગામ

ના પટેલને ઇનામ આપીને રવાને કર્યો. બીરબળને તેની દીવાનની પદથી પાછી આપી અને ગામમાં થયલી ગેર વ્યવસ્થાની તપાસ કરી, તેનો બંદોબસ્ત કરવાનું કહ્યું આઠ દશ દિવસમાં તો બીરબળે બધો બંદોબસ્ત પુર્ણ રીતીએ કર્યો. એક દીવસે બાદશાહની સ્વારી શહેર બહાર ગઇ હતી અને ત્યાંથી પાછા ફરતી વખત બાદશાહે હાથીના પગનું ચીન્હ જમીન ઊપર ધુલમાં પડેલું દીઠું આ જોઇને આ ગલી વાત યાદ આવી તેણે બીરબળને તરતજ હુકમ કર્યો કે, ધુળમાં પડેલા આ હાથીના પગનું તારે પોતે યથાસ્થીત સંરક્ષણ કરવું. બીરબળે કહ્યું, 'બહુ સારૂં ખુદાવંદ.' એમ કહીને તે ત્યાંજ બેઠો. સ્વારી ચાલી ગયા પછી પોતાના માણસોને હુકમ કર્યો કે, આ હાથીના પગની જગાએ લોઢાનો ખુંટો રોપો અને માણસોએ તે પ્રમાણે કર્યું. પછી બીરબળે બશો હાથ લાંબો દોરડો લઇને તે ખુંટાને બાંધ્યો અને તે જગા ઊપર આવેલા ઘરધણીઓને હુકમ કર્યો કે, બાદશાહના હાથીના પગનું સંરક્ષણ કરવું છે તેથી તમારા ઘર ભાંગી નાખવા પડશે. માટે તમે શો ઊત્તર આપો છો? ઘરધણીઓએ તો તરતજ તેના કાલાવાલા કરવા માંડયા. પણ બીરબળ સમજ્યો સમજે નહી. આખરે કોઇએ પાંચશો કોઇએ હજાર રૂપીઆ પાઘડીના બીરબળને આપ્યા. થોડી વારમાં એક લાખ રૂપીઆની રકમ એકઠી થઇ અને ઘરધણીઓને બીરબળે કહ્યું કે, હવે હું બાદશાહને સમજાવીશ. એમ કહી ખુંટો કાઢી નાખ્યો અને રૂપીઆ ખજાનામાં નાખી ખજાનચીના હાથની પહોંચ લઇને સાંજના દરબારમાં આવ્યો. બાદશાહે પુછયું, બીરબળ હાથીના પગનું રક્ષણ કર્યું? બીરબળે

જવાબના બદલામાં બાદશાહને પેલી પહોંચ આપી. બાદ શાહે પુછયું, આ શું છે? બીરબળે કહ્યું, 'હાથીના પગ નું રક્ષણ કર્યું તેના આ આવ્યા' બીજા દરબારીઓ બધા અજાયબ થયા. પછી બાદશાહે પોતાના શાળાને બોલાવી મંગાવીને કહ્યું, 'તને હાથીના પગનું રક્ષણ કરવાનું કહ્યું અને તું ત્રણ દિવસ સુધી ભુખ્યો રહ્યો અને તે છતાં કાંઇ પ્રાપ્તી ન થઇ અને આ બીરબળે ફક્ત એકજ દિવસ રક્ષણ કર્યું, તેમાં લાખ રૂપીઆ મેળવ્યા તારા જેવા મંદ બુદ્ધિનો દીવાન રાજ ચલાવી શકે નહીં.' બાદશાહ એટલું બોલીને ચુપ રહ્યો. શાળો શરમથી નીચું જોઇને ચાલતો થયો. બીરબળને બાદશાહે ઇનામ આપ્યું.

---

## વાત ૨૯ મી.

## સબજા ! ચોખા રાખ !

એક દિવસે બીરબળ દરબારમાં આવ્યો ન હોતો તે વખતે એક ફકીરે આવીને સબજાનો પાલો બાદશાહને ભેટ આપ્યો. તેની પછવાડેજ બંગાળાનો એક બ્રાહ્મણ આવ્યો. તેણે ખાતાના ચોખા અને રાખ (ભસ્મ) ભેટ આપી. બેઉ જણા બાદશાહ તરફથી કાંઇ ધન મળવાની આશાથી એક બાજુ ઉભા રહ્યા. બાદશાહે પ્રથમ બ્રાહ્મણની ચીજો તરફ જોઇને મીરજાને પુછયું, "યે ક્યા હૈ ?' મીરજાએ ઉતર દીધો કે, 'ખુદાવંદ, ચાવલ ઓર ખાક ( રાખ) હૈ.' બાદશાહે મનમાં વિચાર્યું કે, આ બ્રાહ્મણ મારી ગાદી ખાક થઇ જાય એવા વિચારથી આ રાખ લઇ આવ્યો

છે. માટે એને ધક્કા મારી બહાર કાઢવાનો હુકમ આપ્યો. પછી ફકીરે લાવેલી ચીજો તરફ ફરીને બાદશાહે પુછયું કે, આ ફકીર શું લઇ આવ્યો છે? ત્યારે મીરજાએ જવાબ આપ્યો કે, ખુદાવંદ, એતો સબજા લાવ્યો છે.' બાદશાહે સબજા જેવી પ્રિય વસ્તુનું નામ સાંભળીને તેને સો રૂપીઆ બક્ષીસ આપવા હુકમ કર્યો. બીરબળ કચેરીમાં આવતો હતો એટલામાં તેને પેલો બ્રાહ્મણ રસ્તામાં મળ્યો. બ્રાહ્મણે દરબારમાં બનેલી સર્વ હકીકત બીરબળને જાહેર કરી. બીરબળ તેને એક બાજુ ઊભું રહેવાનું કહીને કચેરીમાં ગયો ત્યાં તેને ફકીરને મલેલા ઇનામની ખબર પડી. પછી બાદશાહ આગળ જઇને કહ્યું, 'બંગાલ દેશના બ્રાહ્મણને તમે અપમાન આપ્યું તે સારૂં ન કર્યું. જેણે તમારી ગાદી અમર રહો એવા આશીર્વાદ સાથે મહાકાલી માતાનો પ્રસાદ આપ્યો તેને આપે ધક્કા મરાવી કાઢી મુકયો, તેથી આપની કીર્તિને ઝાંખ લાગશે. અને વળી જેણે આપનું નુકશાન થાય એવા અર્થવાલી જણુસ આપને નજર કરી તેને આપે બક્ષીસ આપી એ મોટી અજાયબી ભરેલી વાત છે! માટે જરા વિચાર કરો.' બીરબળનું આવું બોલનું સાંભળીને બાદશાહ બોલ્યો, બ્રાહ્મણે રાખ અને ચોખા આપ્યા તેનો અર્થ એવો થયો કે, મારી ગાદી રાખ થઇ જાય, અને તેટલા માટે મેં તેને ધક્કા મરાવી કાઢી મુકયો:—ફકીરે મારી પ્રિય વસ્તુ સબજા આપી અને તેથી મેં તેને ઇનામ આપ્યું. માટે બીરબળ, મેં તો તેજ વખતે પુરતો વિચાર કર્યો હતો. બીરબળે કહ્યું, 'ખુદાવંદ, આપે એ અર્થ તો ઊંધો કર્યો. બંગાળાનો મહા વિદ્વાન બ્રાહ્મણ કોઇ દહાડે પણ આપનું બુરૂં ચ્હાય!

બ્રાહ્મણે તમને ચોખા અને રાખ આપી તેનું કારણ એટ લું જ કે, ખુદાવંદની ગાદી અમર રહે. ચોખા રાખ એટ લે કલંક વગરની રહે. મહાકાલી ભવાનીની સ્તુતી તેણે ક રીને કહ્યું કે, બાદશાહની ગાદી સારી રીતે રક્ષણ કર. આપનું આવું સારૂં ઇચ્છનારને આપે ધક્કા મરાવી બહા ર કઢાવ્યો, અને ફકીર સબજાનો પાલો આપ્યો અને તે નો અર્થ સબજા એટલે સર્વ જાઓ,-વિનાશ પામો,- નાશ થાઓ-એવો છતાં આપે તેને ઇનામ આપ્યું. માટે આ બેઉ વાતો બરોબર ન થઇ. આપ આપણા દીલમાં વિચારી જુઓ.' બાદશાહના મનમાં આવ્યું કે, બેઉ વા ત સાચી માટે હવે બ્રાહ્મણને ઇનામ આપવું જોઇએ એ મ વિચારી બાદશાહે બ્રાહ્મણને પાછો બોલાવી મગાવ્યો અને તેને બશો રૂપીઆ આપી ફકીર તથા બ્રાહ્મણ બેઉ ને વિદાય કર્યા. પછી બીરબળ તરફ ફરીને કહ્યું, 'બીર બળ, તારૂં કહેવું મારા ધ્યાનમાં બરોબર ઉતર્યું પણ ફકી. ર જે ચીજ લાવ્યો તે અમારા ધર્મમાં પવીત્ર છે તેથી મેં તેને પણ એકશો રૂપીઆ આપ્યા ' બીરબળે કહ્યું, ' ખુદા વંદ. ધર્મ ઉપર એકી રાખવું બહુ સારૂં છે. પોત પોતાનો ધર્મ પોત પોતાને મન સારો છે. ' દરબાર બરખાસ્ત થઇ.

---

## વાત ૩૦ મી.

## ઈંદ્ર બડા કે હમ!

એક દિવસને સમયે બાદશાહ સૌની અગાઉથી આ વીને દરબારમાં બેઠો હતો. અને પછી જે કોઇ દરબારી

આવે તેને સવાળ કરતો હતો કે, ઇંદ્ર બડા કે હમ ! બધા દરબારીઓને તેણે આ પ્રશ્ન પુછ્યો, પણ તેમની અક્કલ ચાલી નહીં. જો ઇંદ્રને મોટો કહ્યો તો બાદશાહને ક્રોધ ઉત્પન્ન થાય અને બાદશાહને મોટો કહ્યો તો તે કેવી રીતે મોટો છે તે સમજાવવું પડે. દરબારીઓ આ રીતે બેઉ બાજુએથી ફસાયલા હતા તેથી કોઇ જવાબ આપી શક્યો નહીં. આખરે બીરબળ આવ્યો તેને પણ બાદશાહે ઉપલોજ સવાલ પુછ્યો. બીરબળે હાથ જોડીને કહ્યું ' ખુદાવંદ, સાંભલો ! ઇંદ્રથી આપ મોટા છો ! ' બીરબળને મોઢે આવો જવાબ સાંભળીને બાદશાહે પુછ્યું, ' અરે બીરબળ, ઇંદ્રથી હું કેમ મોટો ? ' બીરબળે તરતજ ઉત્તર દીધો. ' ખુદાવંદ, અમારા શાસ્ત્ર પ્રમાણે સૃષ્ટીના કર્તા બ્રહ્માએ આપનું અને ઇંદ્ર દેવનું પુતલું પેદા કર્યું. બેમાંથી મોટો કોણ તે જોવાને એક મોટો તરાજવો અને તેના એકેક પલામાં એક એક જણને બેસાડયા ત્યારે ઇંદ્રથી તમે વજણમાં વધી ગયા અને તેથી તમારાવાલું પલુ નીચે આવ્યું અને ઇંદ્ર તમારા કરતાં ઓછો થયો તેથી તેનું પલું ઊંચે ગયું. આપવાળું પલું નીચે જમીન ઉપર આવ્યું તેથી આપને પૃથ્વીનું રાજ આપ્યું અને ઇંદ્રવાળું ઉપર ગયું તેથી તેને સ્વર્ગનું રાજ આપ્યું. આ ઉપરથી આપ મોટા છો એમ મેં કહ્યું, એમાં કાંઇ શંસય નથી. ' * બીરબળને આ પ્રમાણે બોલતો જોઇને બાદશાહ

---

* આના જેવીજ વાત મારા વાંચવામાં આવેલી છે કે, જે વખત ગુજરાતમાં ફાર્બસ સાહેબ હતા અને તેઓ કવીઓને ઉત્તેજન આપતા હતા. તે વખતે એક ભાટને

ખુશી થયો. બીરબળનું કહેવું એમ હતું કે, ઉંચ સ્થાન તે ઇંદ્રનું અને સૌની નિચે તે તારૂં (બાદશાહનું) બીરબળે આ પ્રમાણે પોતાના બોલવામાં કહી દેખાડયું હતું, પણ બાદશાહ તે ન સમજ્યો, અને પોતે ઇંદ્ર કરતાં મોટો છે એમ બીરબળે પુરવાર કરી આપ્યું તેથી તેને શાબાશી આપી.

---

## વાત ૩૧ મી.

## "માણસની જાત, પેઢીનું નાક, હાથનું મણી, બજારની ખાટ અને નરકની વાટ"

લંકામાં મુરસિંહ કરીને રાજા રાજ કરતો હતો: તે શુરવિર, પરાક્રમી અને અક્કલવાન હતો. તેણે દીલ્હીના બાદશાહની અક્કલ જોવાનો ઠરાવ કર્યો. તેણે બાદશાહ ઉપર કાગળ લખ્યો કે, માણસની જાત, પેઢીનું નાક,

---

તેમણે પુછ્યું હતું કે, 'મારા કુલનું નામ ફાર્બસ કેમ પડયું ?' ભાટે તરતજ જવાબ આપ્યો કે, એક વખતને સમયે ભવાની માતા અને એક દાનવ ફરવા નિકળ્યા હતા. ફરતાં ફરતાં તમારા વડવાની જગા આગળ આવી પહોંચ્યા. ત્યાં ભવાનીએ કહ્યું, 'ફાર' અને દાનવ બોલ્યો, 'બસ' આ ઉપરથી આપના કુટુંબનું નામ પડયું છે, સાહેબ આ ઉપરથી હસ્યા અને ભાટને શાબાશી આપી. ફાર અને બસ એ બેઉ મરાઠી શબ્દ છે.

હાથનું મણી, બજારની ખાટ અને નરકની વાટ, એ ઊપર લખેલી પાંચ જણુસો ચાર મહીનાની અંદર મોકલી આપજો. જો નહી મોકલો તો લડાઇ કરવાને તૈયાર થાઓ. ઉપર મુજબ લખી પોતાના અનુચરને દી લ્હી રવાના કર્યો. મંજલ દર મંજલ કરતો તે અનુચર દીલ્હીમાં આવી લાગ્યો. બાદશાહે પત્ર વાંચ્યો અને અંદર ની મતલબ જાણીને વિચાર્યું કે આ હીકમત અક્કલ જો વાની છે માટે મારા દરબારીઓની અક્કલ હું પણ જોઉં, અનુચરને રજા આપી પોતે પોતાના દરબારીઓને હુકમ કર્યો કે, એક મહીનાની અંદર પાંચે જણુસો મેલવી આ પવી. પાંચ જણુસો જો તમે ન મેલવી શકશો તો તમને ફાંસી દીધામાં આવશે. બાદશાહનો હુકમ સાંભળીને દર બારીઓ ભયભીત થયા. તેઓ એ ગામો ગામ અને શહે રો શહેર ઉપલી પાંચ જણુસો વાસ્તે શોધ ચલાવી, ક્યાં થીએ તે તેમને મલી ન શકી. શું આ જણુસો ઝાડ ઉપ ર ઊગે છે કે જમીનમાં પાકે છે? શું વેપારીની દુકાને વેચાતી મળે છે? નથી કોઇ વણકર તે ચીજ વણી શક તો કે નથી કોઇ ઘડણાર ઘડી શકતો. કોઇની પણ અક્કલ દોડી ન શકી. એક પણ જણુસ મલી ન શકી. મુદત પુ રી થવા આવી અને દરબારીઓ ગભરાયા. આખરે તેઓ બીરબળને શરણ આવ્યા. તેની તેમણે પ્રાર્થના કરીને કહ્યું કે, પચાશ હજાર રૂપીઆ લ્યો, પણ એમને પાંચે જણુ શો લાવી આપો. બીરબળે તેમને દીનવાણીથી બોલત જોયા અને પેટમાં દયા આવી. તેણે તેમને ધીરજ આપી અને પોતાથી બનતું કરવાનું વચન આપ્યું. પછી બાદશા હ આગલ આવીને કહ્યું, 'ખુદાવંદ' પાંચે જણુશોની શો

ખ કરવાનું તમે દરબારીઓને કહ્યું છે તે કાંઇ તેમનાથી થાય એવું નથી. અને વલી એ ચીજો અહીં મળશે પણ નહી એતો લંકામાંજ મળશે માટે મને ત્યાં જવાદો.' બાદશાહે તેનું કહેવું કબુલ કર્યું. અને તેને લંકા જવાનો ખરચ અને ત્યાં રહેવા ખાવા પીવા વગેરે હાજતો પુરી પાડવા વાસ્તે દ્રવ્ય આપીને રવાના કર્યો. અને પોતાની મોહોર છાપ સાથેની ચીઠી લખી આપી કે આ મારો દીવાણ તમારી તરફ પાંચે જણુસો લઇને આવ્યો છે તે પહોંચતાંજ ઉત્તર લખી આપજો. બીરબળે લંકામાં આ વ્યા પછી એક મહેલ ભાડે લીધો અને ત્યાંની રીત રીવા જ, લોકોની સ્થિતી વગેરે બાબદોથી એક મહીનો ફરીને જાણીતો થયો. ભપકો કરીને તે ફરતો હતો તેથી તે કોણ હતો, એમ લોકો પુછતા અને પોતે કાશમીરના રાજાનો દીવાન છું એમ કહેતો ત્યાંના અમીર ઉમરાવ અને સર દાર વગેરેને મેજબાની આપવા લાગ્યો. ગામના ઘણાં મોટા કુટુંબના લોકો સાથે તેને દોસ્તી બાંધી. એ પ્રમા ણે બીજો એક મહીનો થઇ ગયો. પછી એક દીવસે સા દો પોશાક પહેરી સાથે ત્રણ ચાર સીપાઇઓ લઇને તે ગામના દયારામના સાહુકારને ત્યાં ગયો. આ સાહુકારની ગામમાં આંટ સારી હતી અને પેઢી દર પેઢીને નામચી નહેવાનો હતો. જેવો બીરબળ તેને ત્યાં ગયો તેવોજ તે સામો આવ્યો અને સભ્યતાથી તે તેડી લાવી પાસે બેસાડ ડયો અને વિવેક અને નમ્રતાથી પોતાને આવવાનું કારણ પુછ્યું. તેના જવાબમાં બીરબળે પોતાના આવવાનું કાર ણ આ પ્રમાણે કહેવા માંડયું. તે બોલ્યો. ' શેઠજી. અમે પરદેશી દુરદેશમાં રહેનારા છીએ. કાશમીરના બાદશાહનો

હું દીવાન છું અને તેના કામે તમારા રાજા આગળ આ વ્યો છું. અમારો બાદશાહ તમારા રાજાના કુંવરનો પોતા ની કન્યા સાથે વિવાહ કરવા માગે છે. મહારાજા સાહેબ દાએજાની રકમ અગાઉથી માગે છે. તેમાં થોડા ઘણા અ મારી પાસે છે બાકીના વાસ્તે હુંડી મંગાવી છે તે ચાર પાંચ દિવસમાં આવી પહોંચશે. રાજાસાહેબ પહેરામણી હમણાજ માગે છે તે પહેરામણીની રકમ આજેજ ભરવી જોઇએ. જો આજ ન ભરીએ તો અમારૂં કારજ બગડી જાય છે. તમારા તરફથી મને દશ હજાર રૂપીઆ મળશે એવી આશા છે. આઠ દિવસે તમારી રકમ વ્યાજ સુદ્ધાં ચુકવી આપીશ. જો તમે અમારૂં આટલું કામ કરશો તો તમારો અમારી ઉપર મોટો ઉપકાર થશે.' બીરબળનું આ પ્રમાણે બોલવું તેણે માન્યું. તેણે લોકોને મોઢે સાંભ ળ્યું હતું કે, કાશમીરથી કોઇ મોટો ગ્રહસ્થ આવ્યો છે અ ને તેની ગામમા આબરૂ સારી કહેવાય છે. આ ઉપરથી તેને તેનું બોલવું સાચું લાગ્યું. તે મનમાં બોલ્યો, 'જરૂર વખતે એક બીજાને ઉપયોગી થવું એ આપણો ધર્મ છે. પરદેશામાં આ ધણીને સહાયતા તો આપવીજ જોઇએ.' એમ વિચારી ચોપડામાં બીરબળને નામે દશ હજાર રૂપી આ લખ્યા અને સેંકડે ચાર આનાનું વ્યાજ ઠરાવ્યું અને રૂપીઆ રોકડા ગણીને બીરબળને આપ્યા. તે લઇને બીર બળ પોતાને ઉતારે આવ્યો.

લંકામાં થોડો વખત થયો વધેલો એક મોટે દ્રવ્ય વાન સાહુકાર રહેતો હતો. દ્રવ્યના મદથી તે મહોનમત થયો હતો. બીજે દિવસે બીરબળ ભપકાદાર પોશાક પહેરી,

ઉપર ચાર પાંચ હજારનું જરીયાન લટકાવી, ચાર સિપાહીઓ આગલ ચાર પછાડી એ રીતે ડોલ ડમાખ કરીને શેઠને ઘેર આવ્યો. શેઠ પોતાના દીવાનખાનામાં બેઠા હતા. બીરબળ તેની સામે ઊભો રહ્યો. શેઠે તો તેની સામે નજર ઊંચી કરીને જોયું પણ નહીં, તો પછી બેસવાનું તો કહેજ ક્યાંથી! થોડી વારે શેઠ કામમાંથી નવરા થયા અને બીરબળ સામે જોઇ નમસ્કાર કર્યા. બીરબળે સામા નમસ્કાર કર્યું, પણ શેઠે તેને બેસવાનું કહ્યું નહીં. જ્યારે બીરબળે જોયું કે. શેઠ તો પાછા કામમાં રોકાયછે ત્યારે પોતાની અરજ કરવાનો ઠરાવ કર્યો. તે બોલ્યો, 'શેઠજી મારે કાંઇ તમારી સાથે બોલવું છે તે સાંભળીજ્યો. શેઠ બોલ્યા, 'થોડી વાર સબુર કરો આ મારું કામ છે તે કરી લઉં.' બીરબળ થોડી વાર ખોટી રહ્યા. પછી થોડો વાર રહીને વળી પાછો શેઠ આગલ આવ્યો. શેઠે તેની વાત સાંભળવા કહ્યું. બીરબળે દયારામને કહેલી વાત તેને પણ કહી સંભળાવી. તેની વાત સાંભળીને શેઠે કહ્યું, 'અમારે તમારે મુલ પરીચય નથી તે છતાં તમે દશ હજાર રૂપીઆ માગવા આવ્યા એ તે શું કહેવાય? બીરબળે કહ્યું, 'શું કરું શેઠ! આફ્રી પડ્યા એટલે જ આવવા પડયું છે, પંદર દિવસનું કામ છે, માટે એટલી કૃપા તો અવશ્ય થવી જોઇએ. પાંચ સાત રૂપીઆ જોઇએતો વ્યાજના વધારે લેજો. આપ નામદાર સરખા શેઠને છોડીને બીજા કોની પાસે માગવા જઇએ.' શેઠે મનમાં વિચાર કર્યો કે, આંગ ઉપર પાંચ સાત હજારનું ઘરેણું પહેર્યું છે અને એનો ઉતારો પણ જોયો છે અને વળી આપણા રાજાના કામે પણ આવ્યો છે. મારા પૈસા બુડશે એમ પણ

નથી કારણ કે, એની પાસે દશ બાર હજારનો જીવ છે. કામ પણ ફક્ત પંદર દિવસનું છે અને વ્યાજ સારૂં મળ શે માટે આપણે પણ સારો ફાયદો છે. પછી બીરબળને કહ્યું, 'તમે જ્યારે આટલું કહો છો ત્યારે તમને જેમ તેમ કહીને રૂપીઆ તો આપવા જોઇએ. હાલ જરા અડચણ છે પણ જોગી તજવીજ કરૂં છું. તમને રૂપીઆ આપીશ તેમાંથી વ્યાજ અગાઊથી કાપી લઇશ અને તમારી સાક્ષી સહત્તમાન કાગળ ઉપર લખી આપી ઊપર તમારી મોહોર કરવી પડશે.' બીરબળે તે બધું કબુલ કર્યું અને પોતાની સહી સાખ કરી ઊપર પોતાની મોહોર મારીને રૂપીઆ લીધા. સાહુકારે વ્યાજ વગેરે કાપી લેતાં સાડા નવ હજાર રૂપીઆ ગણી આપ્યા અને દશ હજાર પુરા ની ચીઠી લખાવી લીધી. બીરબળે તેની મોટા શેઠ કહીને ચઢાવ્યો અને તેથી ફુલણજી બનીને ફુલી ગયો.

તે ગામમાં રૂપવંતી નામે વેશ્યા રહેતી હતી. તે એક વચ ની હતી જેની સાથે એક વખત કબુલાત કરતી તેનાથી કોઇ વધારે આપે તો પણ ફરતી ન હોતી. બીરબળે તેને ત્યાં જવાનો વિચાર કર્યો. પોતાના માણસ સાથે પચીસ રૂપીઆ મોકલી આપ્યા અને કહી મોકલ્યું કે, આજની રાત હું તારે ત્યાં આવીશ. રૂપવંતી વેશ્યાએ પચીસ રૂપીઆ લીધા અને તેના માણસ સાથે જવાબ કહેવાડ્યો કે, આજની રાત હું તમારીજ છું જોઇએ ત્યારે પધારજો. આ પ્રમાણે કહી મોકલીને તે વેશ્યાએ તેને વાસ્તે તૈયારી કરવા માંડી. રાતના આવનારો જાણે પોતાનો ખાવિંદ હોય તે પ્રમાણે તે વર્તતી. તેને ખાવાને માટે ફળ મેવો મંગાવી મુકયો રમવા ચોપડબાજી પાના વગેરે તૈયાર રાખ્યાં.

અને જાણે એક સ્ત્રી પોતાના પતિના આવવા વિષે રાહા જોતી હોય તેમ રાહા જોતી બેઠી. નવ વાગ્યા દશ વાગ્યા પણ હજી બીરબળ ન આવ્યો. અગીઆર વાગ્યા બીરબળ ન આવ્યો. રૂપવંતીની આંખમાં જરા રતી ઊંઘ આવવા લાગી. પલંગ ઊપર ન સુતાં જમીન ઉપર સુતી બરાબર બાર લાગે બીરબળ આવ્યો. અને દરવાજો બંધ જોઇને બુમ મારી તેનો સાદ સાંભળતાંજ તે ઊઠી અને દરવાજો ઉઘાડયો. હેત પ્રિતથી હાથ પકડીને તેને ઘરમાં લઇ ગઇ બીરબળે તેની પરીક્ષા જોવાના હેતુથી તેણે દરવાજો જલદી ન ઊઘાડયો અને સુઇ ગઇ તે માટે ઠપકો આપવા માંડયો રૂપવંતી કાંઇ બોલી નહીં. બીરબળ જાણે તેની ઉપર વધારે ગુસ્સે થયો હોય તેમ હાથમાં રાખેલો ચાબુક ઉગામ્યો રૂપવંતીએ પોતાના કાંઇ વાંક થયો હોય તો તે માફ કરવાનું કહ્યું. બીરબળે તેનું કહેવું ન સાંભળતાં તરતજ ચાબુકથી ફટકાવવા માંડી. પણ તે એક વચની ગુણકાએ તેનો માર ખમતાં જાણે પોતાનોજ વાંક હોય તેમ કાલાવાલા કરવા જારી રાખ્યા. બીરબળે તેને વીસ પચીસ ફટકા માર્યા અને પછી જાણે પોતે વાજબી શીક્ષા કરી હોય તેમ શાંત થઇને ઊભો રૂપવંતીને આટલો માર પડયો પણ તે કડવું વચન બોલી નહીં, તેમજ તેનો ગુસ્સો પણ લગાડયો નહીં. પણ જેમ એક સ્ત્રી પોતાના પતિની સાથે ચાલે તેવીજ રીતે આ રૂપવંતી ગુણકા તેની સાથે ચાલી. બીરબળ આખી રાત તેની સાથે રહ્યો અને સવારના પહોરમાં તેને ત્યાંથી ચાલ્યો. ચોથે દિવસે દુષ્ટ બુદ્ધી નામની વેસ્યાના ઘર આગળથી તે ચાલ્યો ગયો. વેસ્યાએ તેને દીઠો કે આ કોઇ પઇસાદાર માણસ

છે અને તે જો હાથમાં આવે તો લુટવાનો વિચાર કર્યો. ગુણીકાએ તેને આંખથી ઇસારત કરી તેને ઊપર બોલા વ્યો. ચાકરને ઘોડો સોંપી તે ઉપર ગયો અને તેને પુછ યું, 'તમારે ત્યાં એક માણસ આખી રાત ગુજારે તેની પાસેથી તમે કેટલા પૈસા લ્યો છો?' બીરબળનું બોલવું સાંભળીને વેસ્યાએ વિચાર્યું કે, આને કોઇ રીતની ખબર નથી અને વળી એના શરીર ઊપર બે ત્રણ હજારનું જરી યાન છે એ જો કાંઇ યુક્તિ બને તો લઇ લઊં પછી બીરબળ તરફ જોઇને બોલી, 'શેઠજી, એક રાતના પાંચ રૂપીઆ લેવાનો મારો ઠરાવ છે પછી તો આપ સમર્થ છો. તમે જે કાંઇ આપશો તે લેવાને હું કબુલ છઊં.' આટલું કહીને તેને પાન બીડી આપી. પછી બીરબળે તેને દશ રૂપીઆ આપ્યા અને આજ રાતે હું તારે ત્યાં આ વીશ એમ કહીને તે ચાલતો થયો. રાત પડી અને તે કપડા ઘરેણા પહેરીને તે વેસ્યાને ત્યાં જવા નિકળ્યો. સાથે કોઇ માણસને પણ ન લીધો. ગુણીકાને ઘેર આવીને જુએ છે તો તેનો દરવાજો બંધ દીઠો. તે બહાર બેઠો. તે નિચ ગુણીકાએ બીજા બે ચાર જણાઓને પોતાને ઘેર બોલાવ્યા હતા તેમની સાથે મોજ મજા કરીને તેમને ર વાના કર્યા અને પછી પોતાના ચાર મદદગારોને બોલા વીને તૈયાર રાખ્યા કે, બીરબળ ઉપર આવે કે, તેને પક ડીને લુટે. પછી નીચે આવી સ્ત્રી ચરીત્ર લગાવી બોલી 'શેઠજી, તમે નિચે શું બેઠા છો? આવ્યા ત્યારે મને બુમ મારવી હતી કેની? બીરબળે કહ્યું, મેં ઘણઘણા બુમો મારી પણ તમે જવાબ ન આપ્યો તેથી હું અત્રેજ બેઠો રહ્યો. વેસ્યાએ કહ્યું, મને જરા ઊંઘ આવી ગઇ હતી,

એમ કહી હાવ ભાવ દેખાડતાં તે તેને ઉપર લઇ ગઇ. ત્યાં તેને બેસવાનું કહી પોતે કામને બહાને બહાર ગઇ અને પોતાના મદદગારોને અંદર મોકલી આપ્યા. તેમણે તેને પકડીને તેના બધા ઘરેણા કાહાડી લીધા અને તે વેશ્યાને હવાલે કર્યા, ગુણીકાએ તે પેટીમાં બંધ કરીને પછી રસ્તાતરફ દોડી ગઇ. અને બુમ પાડીને કહેવા લાગી કે, રાતના મારા ઘરમાં ચોર ચોરી કરવા આવ્યો અને તેણે મને મારવા માંડી. હું મારો જીવ બચાવીને બહાર ભાગી આવી છું. માટે મને કોઇ બચાવો. તેનું એવું બોલવું સાંભળીને સીપાઇઓ દોડી આવ્યા. ચોર ચોરી કરવા કેવી રીતે આવ્યો હતો તે પુછ્યું અને હવે તે કઇ તરફ ભાગી ગયો તે પણ પુછ્યું. ગુણીકાએ તો કહ્યું કે, તે હજી ઘરમાંજ છે સિપાઇઓ તેના ઘરમાં ગયા. ત્યાંથી બીરબળને પકડ્યો અને મુસકા બાંધીને ચાવડી ઉપર લઇ ગયા. સવારના પહોરમાંજ કોટવાલે જઇને રાજાને કહ્યું કે, રાતના એક ચોરને પકડ્યો છે અને તેને શિક્ષા કરવી છે તે ફરમાવો. રાજાએ તેના અપરાધની તપાસ ન કરતાં એકદમ તેને ફાંસી આપવાનો હુકમ કર્યો. સિપાઇઓ તેને ફાંસી આપવા ગામ બહાર લઇ ચાલ્યા. બીરબળે તેમને કહ્યું કે, હું કહું ત્યાં મને લઇ જાઓતો તમ દરેકને વિશ વિશ રૂપીઆ આપું. મારે તેમની સાથે જરા વાત કરવી છે. સિપાઇઓએ તે કબુલ કર્યું અને પહેલાં તે મ દથી આંધળા થઇ ગયલા શેઠને ત્યાં ગયો. પછી તે શેઠને પાસે બોલાવીને કહ્યું કે. રાજાએ મને વિના અપરાધ ફાંસીની સજા કરી છે, પણ તેનું મને દુઃખ નથી લાગતું પણ તમારૂં દેવું રહી ગયું છે તેનું મને દુઃખ લાગે

છે. બે હજાર રૂપીઆ તમે રાજાને આપીને મને છોડવશો તો તમારા બધા પઇસા તમને મલશે. નહીં તો તમારા બધા પૈસા પાણીમાં જશે. માટે બે હજાર રૂપીઆ આપો તો મહેરબાની. બીરબળનું આવું બોલવું સાંભળીને શેઠ સાહેબને તો ગુસ્સો ચઢયો. તે રીશ કરીને બોલ્યો, ચોરી કર્મ કરનારો તું ગૃહસ્થનો પહેરવેશ પહેરી, લાલચ દેખાડી મને ઠગીને મારા પૈસા લઇ ગયો. તેની શિક્ષા પણ તને જલદીજ મલી. મારા નશીબમાં હતું તે થયું. માટે હવે બીજા બે હજાર રૂપીઆ ખાડામાં નાખવા હું માગતો નથી.' વગેરે તેને કહીને બીજા અપશબ્દો બોલ્યો, અને મોઢામાંથી બે ત્રણ ગાળો પણ આપી. પણ બીરબળ ત્યાંથી ગયો નહીં અને કાલાવાલા કરવા લાગ્યો શેઠ બોલ્યો, તારૂં પૂર્વ જન્મનું લેણું હતું તે તું મારા આગળથી લઇ ગયો, હજી કાંઇ તારા બાપનું માગે છે કે શું? ચાલ જા મારા બારણા આગલ ના ઉભો રહે. નહીં તો હમણા તને લાત મારીશ.' એમ કહી પોતે પૈસા વાસ્તે રડવા લાગ્યો. પછી બીરબળ ત્યાંથી ચાલતો થયો. તે દયારામ શેઠના ઘર આગળ આવ્યો શેઠની આગળ રડવા જેવો થઇને તે બોલ્યો, શેઠજી, મને તો હમણા ફાંસીની શીક્ષા થઇ છે. આ દુનીઆમાં હવે હું થોડોજ વખત રહીશ. એતો મારા નસીબમાં હતું તે બન્યું માટે તેનુ મને દુઃખ લાગતું નથી. તમારૂં દેવું મારી ઉપર રહી જશે, એટલુંજ મને દુઃખ થાય છે. મારે તમારે વહેવાર નહતાં તમે મારી અડીની વખતે મને સાહ્ય થયા. પણ તે રૂપીઆ પાણીમાં જવાનો વખત આવ્યો છે. આ દુઃખ મને મોતથી પણ વધારે થાય છે. જો આજના દીવ

અનો વખત હતે તો મારી ત્રીશ હજારની હુંડી આવી મહોંચતે. પણ તે બોલવામાં ફાયદો શો. તો પણ તમે ધીરજ ધરશો તો તમારા રૂપીઆ પાછા મળશે અને મારો પ્રાણ બચશે. રાજાએ મને વિના અપરાધ ફાંસીની શીક્ષા કરી છે. જો તમે બીજા બે હજાર રૂપીઆ ખરચ કરશો તો બધું સારૂં થશે. પછી તો આપ માલીક છો.' દયારામ સાહુકારે વિચાર્યું કે, મારા નશીબમાં જે પૈસા ન હોતા તે એને આપ્યા અને ગયા હવે આ ધણીને છોડવીને એની ઉપર ઉપકાર કરવો જોઇએ. હાલ મારો પણ વખત સારો નથી, પણ એને તો બચાવવો જોઇએ પછી પોતે ઘરમાં ગયો અને કાંઇ ઘરેણું ગાંઠું હોય તો તે વેચીને પણ તેને છોડવવાનો વિચાર કર્યો. પોતાની સ્રીને બધી વાત કહીને કહ્યું કે, તે ધણીને ગમે તેમ કરીને પણ બચાવવો જોઇએ. આપણા રૂપીઆ તો નશીબમાં હશે તો મળી રહેશે. માટે તારા આંગ ઉપરના ઘરેણા ઉતારી આપ.' તે સ્રી મહા પતિવૃતા સાધ્વી હતી તેણે પોતાના પતિના વેણ મોઢામાંથી નિકળતાંજ તરતજ ઘરેણાં કાઢી આપ્યાં. દયારામ સાહુકારે સીપાઇઓને કાંઇ પૈસા આપવા કબુલ કરી બીરબળને થોડી વખત જીવતો રાખવા વચન લીધું, પોતે રાજ દરબાર તરફ ગયો. રાજા કચેરી ભરીને બેઠો હતો. સાહુકારે જઇને તેને અરજ કરી કે, મહારાજ કોઇ ગૃહસ્થને ફાંસી આપવાનો હુકમ થયો છે પણ તેની તપાસ નથી થઇ. તે અપરાધી છે કે નીરપરાધ તે જાણ્યા શિવાય એમને એમ ફાંસી આપવી તે સારૂં નહીં. આપ તેની તપાસ કરો અને જોતે અપરાધી ઠરશે તો તેનો દંડ હું આપીશ.' રાજાના મનમાં વાત

ઊતરી. તેણે માણુસોને હુકમ કર્યો કે, આજે જે અપશુ કીને ફાંસી આપવા લઈ ગયા છે તેને તરતજ બોલાવો. માણસો દોડયા. બીરબળને લાવી રાજા સામે ઊભો કર્યો. બીરબળે આવતાં વેતજ અકબરનો કાગળ રાજાને આપ્યો. રાજાએ ઉપરની મોહોર જોઈ કાગળ ફોડીને વાંચ્યો. તેમાં પોતે મોકલેલી પાંચે જણુસો સંભાળી લઈ તેની પહોંચ લખી આપવાનું લખ્યું હતું. તે પ્રમાણે વાંચી રાજાએ તે પાંચે જણુસો કયાં છે એમ પુછયું. બીરબળે કહ્યું કે, પહેલાં ધનના મદથી છકેલા ધનશેઠને તથા રૂપવંતી વેશ્યાને તથા બજારની નીચ ગુણીકા જેણે મારી ઉપર જુઠું તોહોમત મુકયું હતું તેને બોલાવી મંગાવો. જણુસો મારી આગળ તૈયાર છે તે તરતજ આપીશ.' રાજાએ તેમને તેડવા માણુસો મોકલ્યાં અને બીરબળને માન અકરામ આપી પોતાની પાસે બેસાડયો. રાજાએ અકબરના ક્ષેમ કુશળના સમાચાર વગેરે પુછવા માંડવા. બીરબળે બધા સમાચાર કહ્યા. થોડીવાર ત્રણે જણુને માણસો બોલાવી લાવ્યા. બીરબળ બોલ્યો, ' મહારાજ, તમારી પહેલી જણુસ આદમીની જોડી આ ધનશેઠ છે. એટલે ન કરવાના ઉપાયો કરી લાખો રૂપીઆ મેળવ્યા છે અને મદે કરીને મદોનમત થયો છે તે પહેલી જણુસ. બીજી જણુસ પેઠીહું નાક તે આ દયારામ સહુકાર છે. મારે એને મુદલ પરીચય ન હોતો તે છતાં મારા બોલ ઉપર એણે મને દશ હજાર રૂપીઆ કાઢી આપ્યા. અને વળી જ્યારે મને ચોરીના વાંક માટે પકડયો ત્યારે દશ હજાર રૂપીઆ ઉપર પાણી ફેરવી મને છોડવવાને બે હજાર રૂપીઆ બીજા પણ લઈને પ્રત્યક્ષ કચેરીમાં આવ્યો છે. તે જુઓ ! પોતાના

બાપ દાદાની રીત પ્રમાણે આબરૂ દરકારથી વેપાર કરીને પૈસા મેળવનાર પેઢીનું નાક તે એજ પુરૂષ છે. હવે તમારી મંગાવેલી ત્રીજી જણસ હાથનું મણી આ રૂપવંતી ગુણીકા છે. તે એક વચની છે. જે પુરૂશને પોતે એક વખત આવવાનું કબુલ કર્યું તો તેનેજ પોતાનો પતિ જાણી તેની આજ્ઞા પ્રમાણે તે રાત વર્તનારી છે. તેના દાખલામાં જોવું હોય તો જુઓ મેં એના વાંસા ઊપર ચાબુકથી ફટકા માર્યા છે તેની નિશાણી પ્રત્યક્ષ દેખાય છે. મારા માર છતાં તે કાંઇ બોલી નથી. ખરે ખર હાથનું મણી તે એજ નારી છે. આપે મંગાવેલી ચોથી જણસ બજારની ખાટ તે આ નીચ ગુણીકા છે. એના ઠરાવ કરતાં મેં એને વધારે રૂપીઆ આપ્યા અને રાતે જ્યારે તેને ઘેર ગયો ત્યારે મને દરવાજો ન ઉઘાડતાં બીજા બે ચાર આસામીઓ પાસેથી દ્રવ્ય લઇ તેમને રજા આપી મને અંદર લીધો અને પોતાના મદદગારો પાસે મારા ઘરેણા ઊતરાવી લઇ મને ચોર તરીકે પકડાવ્યો અને તેથી મને ફાંસી જવાની વેળા આવી.' આટલું સાંભળતાંજ રાજાએ તે નિચ ગુણીકાને માર મારવાનો હુકમ કર્યો. સિપાઇઓએ થોડો માર માર્યો કે તેણે પોતાનો અપરાધ કબુલ કર્યો. બારબળ તરફ થોડા દરબારીઓને શક રહ્યા હતો તેમની હવે પુરી ખાત્રી થઇ ગઇ. પછી બીરબળ બોલ્યો 'મહારાજા, આપની મંગાવેલી પાંચમી જણસ નરકની વાટ છે. અપરાધી ખરો છે વા ખોટો તેની તપાસ ન કરતાં તેને એકદમ શિક્ષા કરવી એજ નરકની વાટ છે. આપની મંગાવેલી પાંચે જણસો થઇ રહી હવે અકબર શાહને જવાબ લખીઆપો.' એમ કહીને બીરબળ ચુપ રહ્યો.

લંકાનો રાજા તથા તેના અમીર ઊમરાવો વગેરે દરબારના બધા અમલદારો બીરબળની વાતો સાંભળીને આશ્ચર્યમાં ડુબી ગયા. રાજાએ તેને ઉત્તમ પોશાક અને અલંકાર આપી મોટા માન સહીત પોતાની પાસે બેસાડ્યો. દયારામ સાહુકારને તે દીવસથી દરબારમાં બેસવાની છુટ આપી અને તેને ઘર બેઠા પગાર આપવો ચાલુ કર્યો. રૂપવંતી વેશ્યાને શાબાશી આપી તેને પણ મુસારો બાંધી આપ્યો. નીચ ગુણીકાના ઘરબાર લુટી તેને ગધેડા ઉપર બેસાડી નાક કાપીને ગામબહાર કહાડી મુકી. મદોનમત ધનશેઠના મુદ્દલ રૂપીઆ આપી તેને દરબારમાંથી હાંકી કાઢયો અને તે દીવસથી તેને દરબારમાં આવતો અટકાવવામાં આવ્યો. દયારામના પૈસા રાજાએ પોતાના ખજાનામાંથી આપવાનો હુકમ કર્યો. અકબર બાદશાહ ઉપર જવાબ લખી આપી બીરબળને ભારે માન અકરામથી રવાના કર્યો. મજલ દરમજલ કરતો બીરબળ દીલ્હી આવી પહોંચ્યો. દરબારનો વખત થવા આવ્યો હતો તેથી પાધરે જ ત્યાં ગયો બાદશાહને લંકાના મહારાજાનો કાગળ આપ્યો બાદશાહે તે વાંચ્યો અને ત્યાં પાંચે જણુસો કેવી રીતે પહોંચાડી તેનો હેવાલ કહેવાનું કહ્યુ. બીરબળે અથથી તે ઇતિ સુધી બધો હેવાલ કહી સંભલાવ્યો. બાદશાહ અને બીજા દરબારીઓ બધા આશ્ચર્ય પામ્યા. પછી બાદશાહે બધાની વચ્ચમાં બીરબળને રાજાની પદવી આપી *

---

* રાજાની પદવી બાદશાહથી બીજી છે. બાદશાહથી ઉતરતી કોઇ પણ પદવી હોય તો તે આ રાજાની પદવી છે.

## વાત ૩૨ મી.

## ચાકરે ખાધેલા ચુનો !

એક વખતે બાદશાહની એક ચાકર ઊપર છતરાજી થઇ હતી. અને તેને બરોબર દાવ સાધીને શીક્ષા કરવાનો વિચાર કર્યો એક વખતે ભીંતના થોડા ભાગ ઊપરથી ચુનો ખરી ગયો હતો અને તે સમો કરવાનો બાદશાહે તેજ ચાકરને હુકમ આપ્યો. સાંજના કચેરી બરખાસ્ત થયા પછી બાદશાહ આવીને જુએ છે તો ચાકરે તે કામ કર્યું ન હતું તરતજ તેને પાસે બોલાવી મંગાવ્યો અને પોતાના હુકમ પ્રમાણે કેમ ન કર્યું તે પુછ્યું. ચાકરે કહ્યું, ખુદાવંદ, બીજાં કેટલાંક કામોને લીધે આ કામ રહી ગયું છે, તે ક્ષમા કરો અત્ર ઘડી કરી નાખું છું.' બાદશાહે કહ્યું, ઠીક છે. પ્રથમ તો ચુનાવાલાને ત્યાંથી એક શેર કલી ચુનો લઇ આવ, પછી તે સમું કરજે.' ચાકર કલી ચુનો લેવા દોડયો. રસ્તે જતાં બીરબળ પોતાના ઘરના દરવાજામાં ઉભો હતો તેણે આ પ્રમાણે તેણે દોડતો જતો જોઇને બોલાવ્યો. તે ચાકર પાસે આવ્યો અને શા વાસ્તે બોલાવ્યો તે પુછ્યું. ચાકરે બાદશાહનો હુકમ કહ્યો. બીરબળે કહ્યું કે, તેં આજે કાંઇ કામ કરવામાં ભુલ કરી હતી કે કેમ? ચાકરે ભીંતની વાત કહી સંભળાવી. બીરબળ તરતજ તે ચેતી ગયો કે, શેર કલીચુનો મંગાવી બાદશાહ આ માણસને ખવરાવશે. માટે એનો જીવ બચાવવો જોઇએ. પછી તે ચાકરને કહ્યું, જો બાદશાહે તારી પાસે ચુનો મંગાવ્યો છે તે તને ખવરાવશે, માટે શેર કલીચુનો ન

લેતો પાશેર કલીચુનો લેજે, અને પોણો શેર માખણ લેજે. અને તે બેઉને એકત્ર કરીને લઇ જજે. ચુનો અને માખણ બેઉ સફેદ હશે તેથી નહી પરખાય.’ ચાકરે બીરબળનું કહેવું કબુલ કર્યું અને તેનો ઉપકાર માનીને ચુનો લેવા દોડયો. બીરબળના કહેવા પ્રમાણે તેણે પાશેર ચુનો અને પોણોશેર માખણ લીધું અને તેને એકત્ર કરીને પાછો બાદશાહ આગળ આવ્યો. બાદશાહે જાણ્યું કે, ચાકર ચુનોજ લાવ્યો છે અને તેથી તેને તે ખાઇ જવાનો હુકમ કર્યો. ચાકરે કાલાવાલા કરવા માંડયા. પણ બાદશાહ સમજ્યો નહી. આખરે ચાકર જાણે લાચાર થઇ ગયો હોય તેમ દેખાઇને ચુનો ખાવા લાગ્યો, આડધાની ઉપર ખાઇ રહ્યો ત્યારે બાદશાહે જાણ્યું કે હવે એટલોજ બસ છે. આટલો ચુનો પણ ગરમ આગજેવો લાગશે અને આંગમાં ફુટી નીકળશે. માટે તેને વચારે ખાતો અટકાવ્યો. ચાકરને તો એટલુંજ જોઇતું હતું. તેણે બાકી વધેલો ભાગ નાખી દીધો. અને પોતાના કામ ઉપર મંડયો. બીજે દિવસે તે ચાકરને ખુશીથી કામ કરતો જોઇને બાદશાહ આશ્ચર્ય પામ્યો કે, કાલે આટલો ચુનો ખાધો હતો તે છતાં આ ચાકર જીવતો કેમ રહ્યો? તે દહાડે ફરીથી તેને ચુનો લાવવાનો હુકમ કર્યો. ચાકર ચુનો લેવા દોડયો. તે દહાડે બીરબલ ઓટલા ઉપર ઊભો ન હતો. તે પાધરો બીરબળને ઘેર ગયો.. બીરબળ અંદર હતો તે અંદર ગયો અને આગલા દિવસની વાત તેને કહી સભળાવી બીરબળે કહ્યું, આજે થોડી વાર અત્રે બેસ અને પછી શેર શેર માખણ લઇને જજે. અત્રો ચુનો મુદલ લેતોના. કાલે તો તને અડધો ભાગ ખવરાવ્યો અને તેથી તને કાંઇ ન થયું તેથી

આજે તને આખો ભાગ ખવરાવશે.' તે ચાકર થોડીવાર ત્યાં બેઠો. અને પછી એક શેર માખણ લઇને મહેલમાં પાછો ફર્યો. બાદશાહે તેને ખાઇ જવાનો હુકમ કર્યો. અને ચાકરે તેના કલાવાલા કરવા માંડયા. પણ બાદશાહ એકનો બે ન થયો. આખરે ચાકરે, જાણે પોતે તે ખાતા ઘણોજ દુ:ખી થતો હોય તેમ દેખાતાં તે માખણ ખાઇ ગયો. પછી અડધે કલાકે બાદશાહે તેને બોલાવ્યો ત્યારે તે એમનો એમ જેવો હતો તેવોજ દેખાયો. ચુનાનો ગુણ તેને લાગ્યો નહીં. બાદશાહ અજાયબ થયો કે, આ ધણીએ દોઢ શેર ચુનો ખાધો તે છતાં એને કાંઇ થયું નહીં માટે એની આયુષ હજી છે. પછી તેને પુછયું કે, તું ચુનો લેવા ગયો હતો ત્યાં તને વખત કેમ લાગ્યો. ચાકરે જવાબ આપ્યો, ખુદાવંદ, બીરબળ સાહેબ પોતાના દ્વારમાં ઉભા હતા તેમણે મને બોલાવીને પોતાનું થોડું કામ કરવાનું કહ્યું હતું અને તેથી મને આવતાં વાર લાગી.' બાદશાહ મનમાં તો સમજી ગયો કે, બીરબળેજ તેને કાંઇ યુક્તિ દેખાડી હશે અને તેથીજ આ ધણી જીવતો રહ્યો. નહીં તો દોઢ શેર ચુનો ખાય તે ધણી જીવતો રહી શકે નહીં. પછી તેને માફી બક્ષી.

---

## વાત ૭૩ મી.

## દુધ ભાઈ!

બાદશાહનો એક દુધ ભાઇ હતો. એક દિવસે બાદશાહ શિકાર કરવા ગયો હતો અને તે વખતે શિકાર કરીને પાછો યમુના કિનારે આવ્યો હતો. વિસામો લેવાને

ત્યાં થોડીવાર બેઠો. અને શિકાર પાસે પડયા હતા અને પોતે મધપુડો લાવ્યો હતો તેમાંથી મધ ખાતો હતો. એટલામાં બાદશાહનો દુધ ભાઇ ( એક માનું દુધ પીધેલો ) ત્યાં આવ્યો. બીરબળ દુર બેઠો હતો તેને તેણે પુછ્યું કે, બાદશાહ શું કરે છે ? બીરબળે તરતજ જવાબ આપ્યો કે, બાદશાહ બેશીને ગુ ( મધ ) ખાય છે.' બાદશાહના દુધ ભાઇને તો આ સાંભળીને ગુસ્સો ચઢયો પણ કરેશું ! બીરબળને શીક્ષા કરવાનું તેના હાથમાં ન હોતું પછી તે બાદશાહ આગળ આવ્યો બાદશાહે તેને ગુસ્સે જોઇને પુછયું કે આજ તું ગુસ્સે કેમ દેખાય છે ? ' બાદશાહનું બોલવું સાંભળીને તેના દુધ ભાઇએ બધી વાત કહી સંભળાવી. બાદશાહે તેને શાંત કર્યો પછી બીરબળને બોલાવી મંગાવ્યો. પછી તેને એમ બોલવાનું કારણ પુછયું બીરબળે કહ્યું, ' ખુદાવંદ, આપ હમણાં ગુ એટલે મધ ખાતા હતા તેથી મેં એમ કહ્યું.' બાદશાહ સમજ્યો કે, બીરબળે ફારસી શબ્દ કહ્યો અને મારો દુધ ભાઇ ન સમજ્યો તેથી એ પ્રમાણે થયું. પછી બાદશાહે પુછ્યું કે, બીરબળ તારો કોઇ દુધ ભાઇ છે કે ? બીરબળે કહ્યું, ' હા, ખુદાવંદ ! મારો પણ એક દુધભાઇ છે !' બાદશાહે કહ્યું કે, તારો દુધભાઇ છે ત્યારે તેને તું દરબારમાં શા વાસ્તે નથી લાવતો ? બીરબળે કહ્યું સાહેબ, તે હજી નાનો છે તેથી તેને નથી લાવતો.' બાદશાહ બોલ્યો ફીકર નહીં તેને કાલે દરબારમાં લઇ આવજે.' બીરબળે જવાબ આપ્યો, બહુ સારૂં ખુદાવંદ !' બીજે દિવસે પોતાની ગાયના વાછરડાને સારી રીતે સણગારીને તે દરબાર તરફ

લઇ ચાલ્યો. પછી બાદશાહની આગળ તેને ઊભો કરીને કહ્યું, ખુદાવંદ, મારો દુધભાઇ આવ્યો છે !' બાદશાહે વાછરડાને જોઇને કહ્યું, બીરબળ, આ તારો દુધભાઇ ?' બીરબળે જવાબ આપ્યો, ' હા ખુદાવંદ, એજ મારો દુધભાઇ ! જે ગાયનું દુધ હું પીઊં છું, તેનુંજ દુધ એ પણ પીએ છે અને તેથી એ મારો દુધ ભાઇ છે.' બાદશાહ તેની અક્કલથી વિસ્મય પામ્યો. અને પછી બીરબળને સરપાવ આપી, તે વાછરડાને પાછો ઘેર પહોંચાડવાનો હુકમ કર્યો. એ પરમાણે બીરબળ પોતાની અક્કલથી તેનું સમાધાન કરતો.

---

## વાત ૩૪ મી.

## લોકોના મનમાં શું છે !

એક દિવસે બાદશાહ કચેરીમાં બેઠો હતો. મોટા મોટા અમીર ઊમરાવો અને સરદારો, તેમજ સાહુકારો દરબારમાં બેઠા હતા. બાદશાહે તેમાના મોટા માણસો તરફ જોઇને પુછવા માંડયું. ' આ કચેરીમાં બેઠેલા બધ માણસોના મનમાં શું છે ?' એક એક જણને બાદશાહ આ સવાલ પુછતો કોઇ તેનો જવાબ આપી શકતા નહીં. સૌ એક બીજા સાથે વાતો કરતા કે જ્યાં એક માણસના મનનો હાલ જાણવો મુશ્કેલ છે તો આખી કચેરીમાં બેઠેલા માણસોના મન જાણવા કાંઇ સહેલ નથી. બાદશાહ તો દીવાનો બન્યો છે. જોઇએ બીરબળ અક્કલવાન છે તે શું જવાબ આપે છે ! આજે બીરબળની અક્કલની ખબ

ર પડશે.' આમ એક બીજા સાથે વાતો કરતા અને બાદશાહ જેની સાંમે જોઇને આ સવાલ પુછતો તે ઘણું નીચું જોઇ રહેતો. આખરે બાદશાહે બીરબળની સાંમે જોયું. બીરબળ તરતજ ઊભો થયો બાદશાહે તેને ઉપલો સવાલ પુછ્યો. બીરબળ બોલ્યો, 'ખુદાવંદ, આપને આ સવાલના જવાબમાં બધાના મનને હાલ જુદી જુદી રીતે કહું કે એકજ જવાબમાં બધાના મન કહી દઊં.' બાદશાહે કહ્યું, 'બધાના મનમાં એમ છે કે, 'ખુદાવંદની ગાદી અમર રહો. અને કીર્તી ચોમેર પસરી રહો અને લક્ષ્મી વધો.' આ ખરૂં છે કે ખોટું છે તે બધાને પુછી જુઓ.'' બાદશાહનું મન આ સાંભળીને સંતોષ પામ્યું. બાદશાહનું સારૂં ન થાઓ એવું જો કદાપી કોઇના મનમાં હોય તો પણ તે શું બાદશાહ સામે તેમ બોલી શકશે? સર્વે લોકો 'બીરબળ બોલે છે તેજ સાચું છે' એમ બોલવા લાગ્યા.

---

## વાત ૩૫ મી.

## અલાકે હાથસે ન હોનેકા સો હમ કર દેવે !

એક દિવસે બાદશાહ સૌની અગાઊથી આવીને દરબારમાં બેઠો હતો, અને જે કોઇ આવે તેને અલાકે હાથસે ન હોનેકા સો હમ કર દેવે એમ કહેવા લાગ્યો, આનો જવાબ કોઇ આપી શક્યા નહીં. જો એમ કહે કે, હા ખુદાવંદ, તમે કામ કરી શકશો તો તે પણ ન બને તેવું છે. અને જો કહે કે, અલાના હાથથી પણ ન

થાય તે કામ તમે કેમ કરી શકો, તો બાદશાહ ગુસ્સે થાય. માટે સૌથી સારો ઉપાય તેમણે ચુપ રહેવાનો કર્યો. તેઓએ વિચાર્યું કે, જોઇએ હવે બીરબળ શું જવાબ આપે છે. થોડી વારે બીરબળ આવ્યો. બાદશાહે તેને ઉપલો સવાલ પુછયો બીરબળે તરતજ જવાબ દીધો, 'હા ખુદાવંદ, આપ તે કામ કરી શકો!' બાદશાહે કહ્યું, 'અરે બીરબળ, તું તો હવે હાજીઓ થયો. જે કામ કોઇના માનવામાં ન આવે તેની પણ તેં હા પાડી તો હવે સમજ કે, અલાના હાથથી જે કામ ન થાય તે હું કેમ કરી શકું?' બીરબળે જવાબ આપ્યો, ખુદાવંદ, સર્વ સૃષ્ટીનો નિયંતા જે ઇશ્વર તેને કોઇ પરમેશ્વર કહે છે કોઇ અલા કહે છે પણ તે તો એકજ છે તેની કોઇ માણસ ઉપર ઇતરાજી થઇ અને તેને દેશ નિકાલ કરવાનો તેણે વિચાર કીધો. પણ ઇશ્વરની તો આખી દુનીઆ પડી ત્યારે હવે તેને દેશ નિકાલ કયાં કરવો. આ કામ અલાના હાથથી થઇ શકતુ. નથી. હાલ આપની રૈયતમાંથી કોઇની ઉપર આપની ઇતરાજી થઇ હોય તો આપ તેને આપના દેશની હદમાંથી દેશ નિકાલ કરી દેઓ છો. * આ કામ તમારાથી થાય છે. બીરબળનું બોલવું બાદશાહે કબુલ કર્યું અને બધા દરબારીઓ અચંબો પામવા લાગ્યા.

---

* હાલ જેમ દેશ નિકાલ કરે છે અને આન્ડામનના ટાપુઓમાં મોકલે છે તેમ અગાઉ ન હોતા કરતાં. પોતાની જયાં હકુમત ચાલતી હોય ત્યાં તેનાથી ન રહેવાય.

# વાત ૩૬ મી.

## પુર્વજન્મની જગા ! *

શેહેનશાહ અકબર અને રાજા બીરબળ બેઉ આગલા ભવના સંબંધથી એક બીજાને મળ્યા હતા. આગલા જન્મની યાદદારત તેમને હતી, પણ તે તેમણે એક બીજાને કહી ન હોતી. એક દિવસ બાદશાહ અને બીરબળ બેઉ એકાંતમાં બેઠા વાતો કરતા હતા ત્યાં બાદશાહેજ વાત કાઢી કે, બીરબળ, આગળે જન્મ તો આપણે ફલાણા ફલાણા હતા તે તને યાદ છે. બીરબળે તે હા પાડવાથી બેઉએ એક બીજાનો કેટલોક હેવાલ કહીને એક બીજાની ખાત્રી કરી આપી. પછી બેઉએ તે દાટી મુકેલી જણસો કાઢીને આગળો જન્મ જે યાદ આવે છે તે ખરો છે કે ખોટો તેનો નિશ્ચય કરવાનો વિચાર કર્યો. પછી તેઓ બેઉ જણા ત્યાંથી પોતાના આગળા જન્મની જગાએ આવ્યા. ત્યાં ઝાડ નીચેથી પોતાની જણસો કાઢી જોઇ તો તે જેમની તેમ રહેલી જણાઇ. અને ત્યાં એક વૃદ્ધ ડોસી રહેતી હતી. તે પણ તેજ ઝુપડામાં હૈયાત રહેલી જણાઇ. આ જોઇને બાદશાહ અને બીરબળે વિચાર્યું કે, આ ડોસીને આગળા જન્મમાં જેવી જોઇ હતી તેવીજ હાલ પણ દેખાય છે અને તેને ચાળીશ વર્ષ થઇ ગયાં તો પણ હજી એ જીવતી કેમ રહી છે આ વાત તમને આશ્ચર્ય કારક લાગવા માંડી. આ ડોશી તેમને આગળા જન્મમાં કાંઇ ઉપયોગી થઇ હતી તેથી બાદશાહે તેને અન્ન ધાન્ય આપીને ખુશી કરી. ડોશીએ તે પૈસા તથા અનાજ,

---

* જુઓ ભાગ ૧ લાની વાત ૧ લી.

જ બાઇને પોતાનો હંમેશનો દળવાનો ધંધો છોડી દીધો. અને કહેવા લાગી કે, આજ સુધી દરીદ્રતાથી અનાજ દ ળીને પેટ ભરતી. પણ શુશર્મા સ્વામીના પ્રતાપથી આજ મારૂં દરીદ્ર ભાંગી ગયું છે. સંતની સેવા કરેલી અફળ જતી નથી.' બેઉ તેનું બોલવું સાંભળીને આગળા જન્મ ની વાત બધી ખરી માનવા લાગ્યા. તે ડોશીને બીરબ ળે પુછ્યું કે, તમારી ઊમર કેટલા વર્ષની છે?' ડોશી એ જવાબ આપ્યો, અગાઊ શુશર્મા સ્વામી હતા તેની હું સેવા ચાકરી કરતી હતી અને તે વખતે મારી ઊમર દોઢશો ને દશ વરસની હતી આજ તેને ચાળીશ પચાશ વરશ થયાં હશે' પછી તે દિવસે તેને કાંઇ કામ ધંધો ન હોવાથી નિરાંતે બેઠી. અને તેને ઊંઘ આવી ગઇ.

આ ઊંઘની સાથે તેનો પ્રાણ નિકળી ગયો. બાદશાહે આ જોઇને બીરબળને પુછ્યું કે, આટલા વરસ સુધી ગ રીબીમાં જીવી અને આજે ઊંઘ આવી તેથી મરી કેમ ગઇ, તે તારી તર્ક શક્તિથી શોધી કહાડ.' બીરબળે ક હ્યું, ખુદાવંદ, આખા જન્મ સુધી એ દળણું દળીને રોટ લો પેદા કરતી, અને તેથી તેને નિરાંતે ઊંઘ ન હોતી આવતી. આજે એને ફીકર ચિંતા બધી દુર થઇ અને તેથી તે સુખની નિંદ્રા આવી આવી રીતે તે સુખી થઇ" પછી બાદશાહે બીરબળને હાથે તેની બધી ક્રીયા કરાવી. અને બેઉ પાછા ગામ તરફ આવ્યા.

## વાત ૩૭ મી.

## અમરસિંહ રાઠોડ !

અકબર બાદશાહની દરબારમાં એવો ધારો હતો કે, જેટલા રજપુતોને તેણે જીત્યા હોય તેટલાની પાસેથી છ મહીના ચાકરી લેવી. તે રજપુત રાજા છ મહીના પોતાના ગામમાં રહે અને છ મહીના બાદશાહની પાસે દરબારમાં રહે. આવા રજપુત રાજાઓ ઘણા ખરા રહેતા હતા. મેવાડનો પ્રતાપસિંહ બાદશાહને વસ થયો ન હોતો. ' જ્યાં સુધી સીશોદીઆનું લોહી મારી નસોમાં છે ત્યાં સુધી હું કદી પણ વશ થવાનો નથી. એમ તે વારંવાર કહેતો અને તે બોલેલું પાળતો. હવે અમરસિંહ રાઠોડ કરીને એક રજપુત રાજા રાઠોડવંશનો હતો. આ રજપુતરાજા છ મહીના સુધી બાદશાહ આગળ રહેતો અને છ મહીના પોતાના ગામમાં રહેતો એક દિવસે બાદશાહને પોતાની એક સ્ત્રી પાતવ્રતા નથી એવો શક પડયો હતો અને તેની બારીકાઇથી તપાસ કરતાં માલમ પડયું કે, તે સ્ત્રીએ પોતાનુ નીતિરૂપ મણી ગુમાવ્યું હતું. આ ઉપરથી બાદશાહે વિચાર કીધો કે, કોની સ્ત્રી મહાસાધ્વી પતિવ્રતા છે. એક દિવશે બાદશાહે આવીને હુકમ કર્યો કે, સભામાં એક બીડો મુકો કે, કોની સ્ત્રી પતીવ્રતા છે. જેની સ્ત્રી તપાસમાં પતિવ્રતા નિકળશે તેને ઘણું માન આપીશ. પણ જો તે નીતિભંગ હશે તો તેની ગરદન મારવામા આવશે. ' બીરબળે બાદશાહના હુકમ પરમાણે બીડો ફેરવ્યો પણ કોઇ ઉઠયું નહિં. પોતાની સ્ત્રી વિષે કોઇના પણ મનમાં ખાત્રી ન હોતી. જ્યારે કોઇ ન ઊ

કર્યું ત્યારે બાદશાહ બોલ્યો, ' અરે, શું આટલા મોગલ સરદારો હિંદુરાજાઓ, સરદારો અને અમીર ઉમરાવો બેઠા છો તેમાં કોઇની પણ સ્ત્રી પતિવૃતા નથી ? આહ હા ! ધિક્કાર છે ! ધિક્કાર છે !! ' બાદશાહનું આવું બોલવું સાંભળીને અમરસિંહ રાઠોડ ઊભો થયો. ' ખુદાવંદ, આપ એ શું બોલો છો ! શું રજપુતોનું શૌર્ય એકદમ નાશ પામ્યું છે. પોતાના ઘરની કોઇને ખાત્રી નથી. ! શું કોઇ ખરી માઇનો પુત્ર આ દુનીઆમાં નથી પડયો? ખુદાવંદ, આપ એકદમ બધાને ધિક્કાર ન આપો મારા ઘરમાં મારી પોતાની સ્ત્રી સતી, મહા સાધ્વી, પતિવૃતા છે. ' અમરસિહ રાઠોડનું આવું બોલવું સાંભળીને બધા દરબારીઓ ચુપ થઇ ગયા. અમરસિહે બીડો ઊચકી લીધો. મોગલ અને બીજા મુસલમાન દરબારીઓના મોઢા ઉતરી ગયા. કોઇથી ઊંચું તો જોવાયું નહિં. બધા એક બીજાને કહેવા લાગ્યા કે, આ રજપુતે તો આપણી આબરૂ લીધી. હવે એને કાંઇ ઉપાય કરવો જાઇએ. આ લોકોની અંદર એક કાણીઓ અમીર હતો. તે સૌથી વ ધારે તપી ગયો હતો. તે જેમ તેમ હીમત લાવી ઉઠીને ઉભો થયો અને બોલ્યો, ખુદાવંદ, અમરસિહ રાઠોડ જે આટલી બધી શેકી કરે છે તેમની સ્ત્રીને તો હું સારી પેઠે ઓળખું છું. એના ઘરના બધા છીદ્ર હું જાણું છું. માટે જો મને રજા આપો તો એના ઘરની બધી ખબર લાવી આપું કે, એની સ્ત્રી કેવી છે ' ' બાદશાહે આ સાંભળી ને ભલે જાઓ કહ્યું. કાણીઆએ કહ્યું, ખુદાવંદ, જ્યાં સુધી હું એના ગામમાં ગયો હોઊં ત્યાં સુધી અમરસિંહ

ને પુરતા ચોકી પહેરામાં રાખવો જોઇએ. નહિં તો એ પોતાના સ્ત્રી ઉપર સંદેશો મોકલાવીને ચેતાવી રાખે.' બાદશાહે ઉતરં દીધો, ઠીક છે એમ કરવામાં આવશે. પણ જો તું એની સ્ત્રી ખરાબ છે એવો જો પુરતો પુરાવો ન લાવ્યો તો તારૂં માથું ઊડી જશે. માટે હજી પણ વિચાર કર.' કાણીઆએ કહ્યું, ખુદાવંદ, મેં પુરતો વિચાર કર્યો છે.' પછી બાદશાહે તેને જવાની રજા આપી અને અમરસિંહ પોતાને ગામ કાંઇ સંદેશો ન ચલાવે એવો બંદોબસ્ત રાખ્યો. ( અપુર્ણ. )

